॥ શ્રી મહાપ્રભુજી વિરચિતમ્ ॥

# श्री सुदर्शन कवचम् ।

( ગુજરાતી ટીકા સહીત. )

છપાવી પ્રસિદ્ધ કરનાર:-

બાઈ રતનબાઈ તે શેઠ [illegible]લુજી [illegible]જીના

ધર્મપત્ની.

ગોવિંદવાડી—મુંબઈ નં. ૨.

અમુલ્ય.

## ગોપીની પ્રેમ લક્ષણા ભક્તી.

વાલે વગાડી વેહુ વાંસળી પાંસળી મારી પ્રોઈ,
વિકળ કરી મને વાલમેં વાંકી દ્રષ્ટીથી જોઈ.
પનઘટ ઉપર હું પડી મારી કાયાજ કંપે,
ભેદ ન સમજે કોઇ ભામની જોઈ હૃદયામાં કાંપે.
કોઇ કહે અખ્તર અડ્યું કોઈ કહે કાળેજ કરડી,
એક સખી સમજી ગઇ લાલ લ્હેરે રે મરડી.
તેણે કહ્યું સરકો સહુ એક મંત્ર હું પાસે,
સંભળાવું તેના શ્રવણમાં વિષ ઉતરી જાશે.
તેણે કહ્યું મારા કાનમાં હું છુ શ્યાની સંગી,
નિશ્ચય તુજને મેળવું સુણી ઉઠી ઉમંગી,
સરવે વખાણી તે ત્રીયા વિખ્હું જેણે વાળયું,
દયાના પ્રીતમ સાથે મેળવી મારૂં વેહ દુઃખ ટાળયું.

---

મૈં નહીં જાઉંગો મેરી મૈયા બનમેં ચરાવન ગૈયા,
બનમેં જાઉં તો બાઘળ બોલે મૈં ડરૂં મોરી મૈયા
ગ્વાલ બાલ તેરે સંગ ચલેંગે કયું ડરો મેરે છૈયા,
નિચે રોટી ઉપર માખન આરોગો દોઉ ભૈયા.
મોર મુકુટ શિરપે ધર્યો ચરણે નેપુર સોહે,
હાથમેં લકડી સંગ સખા લે ગૌવા ચરાવન જૈ હે.
બનસી મુખમેં લગાય કનૈયા મધુર મધુર ગાવે,
માત જસોદા લેત બલૈયા હંસ હંસ કંઠ લગાવે.

॥ श्रीगोवर्धनधारिणे नमः ॥




પરમ ભક્ત વૈષ્ણવોનાં દુઃખ દર્દો દુર કરવાવાળું આ સુદર્શન કવચ સદ્‌ગત શ્રીમાન શેઠ વાલજી ઈબજીના સ્મરણ અર્થે તેમનાં ધર્મપત્નિ તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે.

આ કવચનો નિત્ય પાઠ કરનારને પ્રભુ કૃપાથી કોઇ જાતનો રોગ, શોક, ભય આવતો નથી. જેવી રીતે શ્રીકૃષ્ણચંદ્રનાં સુદર્શન ચક્રે રાક્ષસોનો નાશ કર્યો હતો તેવી રીતે આ કવચ પ્રભુ ભકતોના તમામ શત્રુઓનો નાશ કરનાર છે. માટે આ કવચનો હમેશાં પ્રેમથી પાઠ કરશે તેઓ સાંસારીક દુઃખ દર્દોથી મુકત રહેશે.

આ પુસ્તક પ્રગટ કરી ભકતજનોને વિના મૂલ્યે વિતરણ કરનાર સ્વ. શેઠ વાલજી ઇબજીનાં ધર્મપત્નિના જયશ્રીકૃષ્ણ વાંચશોજી.

વિનીતઃ—

**બાલમુકુંદ ભાસ્કર કથાકાર.**

# પ્રાર્થના.

---

નમો સચ્ચિદાનન્દ આનન્દ કંદં,
ખલં ગંજનમ રંજનં દેવ વૃંદમ્.
અક્રોહં અકામં મહા કાલ કાલમ્,
અનાથસ્ય નાથં સદા રક્ષ પાલમ્.
સદા નિર્વિકાર નિરીહં ખરારી,
નિરાકાર રૂપ નરાકાર ધારી.
જગન્નાથ જનકાત્મજા પ્રાણનાથં,
લસત્ભાનુ કોટિ પ્રભા શુભ્રગાથં.
તમામ અચ્યુતાનન્દ રૂપં અજામી,
નમામીશ મીશાન રામં નમામી.
અહં આર્ત ચરણ શરણ રાઘવેંદ્રમ,
પ્રભો રક્ષમાં રક્ષમાં કૌશલેશં.

---

હૃદેમેં હરિ બસાવો નારાયણ કે ગુણ ગાવો,
સિરમેં સત્યનારાયણ બિરાજે માથેમેં મધુસુદન રાજે.
કાનમેં કમલાપતિ ગાજે ભૃગુટીમેં ભગવાન બીરાજે,
રોમ રોમ રામ રમાવો—હૃદેમેં હરિ બસાવો.
નેનોમેં નટનાગર સોહે નાકમેં નરસિંહ સોહે,
મુખમેં મુરારી હોઠમેં હરિહૈ જીંહામે જમુનાંજી ભરી હૈ
ઉસીસે ધ્યાન લગાવો—હૃદેમેં હરિ બસાવો.
ગરદનમેં ગોવિંદ બસા હૈ કાંધેમેં કરતાર બસા હૈ,
કંઠમેં કન્હૈયા બોલે હૃદેમેં હૃષીકેશ ડોલે;
ઉસીકી શરણમેં જાવો—હૃદેમેં હરિ બસાવો.
પીઠમેં પુરૂષોત્તમ પ્યારા નાભીમેં નિરાકાર ન્યારા,
બાહુમેં વાસુદેવ પ્યારા રક્ષે ચક્ર સુદર્શ દ્વારા;
જ્ઞાની ગુરૂ બનાવો—હૃદેમેં હરિ બસાવો.
બાલમુકુંદ હૈ ઉસકા પસારા ન તુમ ન્યારે ન વો ન્યારા
ઢુંઢો ચાહે જહાન સારા મિલેંગે ઘટકે અંદર પ્યારા,
મનહીમેં ખોજ લગાવો—હૃદેમેં હરિ બસાવો.

મૈં તો શ્યામ દિવાની દર્દ ન જાને કોઇ,
સુલી ઉપર સેજ પિયાકી કીસ વિધ મિલનાં હોય—દરદ ન.
સ્વામીકા ઘર દૂર હૈ જૈસે લગ્બી ખજુર,
મિલે તો ચાખે પ્રેમ રસ ગિરે તો ચકના સુર—દરદ ન.
શેષ ઉપર સેજ પિયાકી કૈસે મિલના હોય—દરદ ન જાન કોય.
દરદકી મારી બન બન ડોલે વૈદ મિલા ના કોય.
યહ તો દરદ જબ હી જાવે વૈદ શામલીયા હોય—દરદ.
ઘાયલકી ગતિ ઘાયલ જાને ઔર ન જાને કોય,
મિરાં કે પ્રભુ ગિરધર નાગર વૈદ શામલિયા હોય—દરદ

## ( માનસિક પુજનને લગતું પદ. )

અજબ હેરાન હું ભગવાન તુમ્હેં કૈસે રિઝાઉં મૈં,
નહીં વસ્તુ કોઇ ઐસી જિસે સેવામેં લાઉં મૈં.
તુમ્હારે ચરણુસે નિકલી હૈ યહ ગંગાકી ધારા જો,
ભલા ઇસ પગકે ધોાનસે તુમ્હે કૈસે નહ્‌લાઉં મૈં.
કરૂં મૈં કૈસે આવાહન તુમ વ્યાપક હો સબ જગમેં
નિરાદર હૈ બુલાનેમેં અગર ઘંટી બજાઉં મૈં.
તુમ્હી સબ જગકો દેતે હો તુમ્તી સબ દેનેવાલે હો,
જીમાતા હૈ જો સબ જગકો ઉસે કૈસે જીમાવું મૈં
તુમ્હી ફુલોમેં હો વ્યાપક તુમ્હી મુર્તિમેં ભી મૌજુદ
ભલા ભગવાન કો ભગવાનપર કૈસે ચડાઉ મૈં,
ન ગરદન હૈ ન સીના હૈ ન બાજુ હૈ ન માથા હૈ,
તુમ હો નિરલેપ નારાયણુ કહાં ચંદન ચડાઉં મૈં.

श्रीगोपीजनवल्लभाय नमः ॥

वैष्णवानां हि रक्षार्थं श्रीवल्लभनिरूपितः। सुदर्शन महामन्त्रो वैष्णवानां हितावहः॥१॥

શ્રી ગોવર્ધન ધારણ નમઃ

વૈષ્ણવોની રક્ષા માટે શ્રીવલ્લભાચાર્યે પ્રગટ કરેલો સુદર્શન કવચ નામનો મહામંત્ર ॥ ૧ ॥

मन्त्रा मध्ये निरूप्यन्ते चक्राकारं च लिख्यते। उत्तरागर्भरक्षाच परिक्षितहितेरतः॥२॥

જેને ચક્રાકારે લખવાથી અને વાંચીને હૃદયમાં ધારણ કરવાથી દરેક વ્યાધીઓનો નાશ થાય છે. જેમ ઉત્તરાનાગર્ભમાં પરિક્ષત રાજાનો અશ્વત્થામાએ છોડેલા બ્રહ્માસ્ત્રથી બચાવ થયો ॥ ૨ ॥

**ब्रह्मास्त्रवारणं चैव भक्तानां भयभंजनः। वधं च दुष्टदैत्या-नां खंडं खंडं च कारयेत्॥३॥**

તેવી રીતે ભકતોનો ભય દૂર થાય છે અને દુષ્ટોનો નાશ થાય છે ॥ ૩ ॥

वैष्णवानां हितार्थाय चक्रं धारयते हरिः । पीताम्बरो परब्रह्मवनमाली गदाधरः॥४॥

વૈષ્ણવોના લાભને માટે આ સુદર્શન ચક્ર પ્રભુ ધારણ કરે છે એ પરબ્રહ્મ પ્રભુ વનમાળા ધારી હાથમાં ગદા તથા સુદર્શન ચક્ર લઇને ભક્તોનું રક્ષણ કરે છે ॥ ૪ ॥

कोटिकंदर्पलावण्यो गोपिका-प्राणवल्लभः । श्रीवल्लभः कृपा-नाथो गिरिधरः शत्रुमर्दनः॥५॥

પ્રભુ કેવા છે ? કરોડ કામદેવ જેવા સુંદર અને ગોપીઓના પ્રાણાધારપ્રાણ વલ્લભ કૃપાળુ અને ભક્તોને માટે ગોવર્ધન ધારણ કરીને ઈન્દ્રના ગર્વનું ખંડન કરવાવાળા છે ॥ ૫ ॥

दावाग्निदर्पहर्ता च गोपीनां भयनाशनः । गोपालो गोपकन्याभिः समावृत्तोऽधितिष्ठते ॥ ६ ॥

જેણુ ગોવાળોને દાવાનળ અગ્નિથી બચાવી, ગોપીઓના ભયને નાશ કરવાવાળા ગોપાળ એટલે ઇન્દ્રિયોના સ્વામી અને ગાયોમાં પ્રેમ ભાવવાળા ગોપકન્યાઓથી પ્રસન્ન રહેવાવાળા ॥ ૬ ॥

**व्रजमंडल प्रकाशीच कालिंदी विरहानलः ॥ स्वरूपानंद दानार्थं तापनोत्तर भावनः॥७॥**

વૃજમંડળને પ્રકાશ આપવાવાળા તથા જમનાજીના હૃદયમાં વસવાવાળા, ગોપીઓના આનંદ માટે દાણુ માગનાર અને તેનાં દુઃખ હરવાવાળા ॥ ૭ ॥

निकुंजविहारभावाग्ने देहि मे निजदर्शनं । गोगोपिकाश्रुताकीर्णो वेणुवादनतत्परः ॥ ८ ॥

વૃજની કુંજોમાં વિહાર કરનારાવાળા એવા પ્રભુ અમને દર્શન આપો. શ્રુતિ રૂપી ગોપીકાઓને વેણુનાદથી મોહિત કરવાવાળા ॥ ૮ ॥

कामरूपीकलावांश्च कामिन्यांकामदोविभुः । मन्मथो मथुरानाथो माधवो मकरध्वजः ॥ ९ ॥

કામરૂપી એટલે કિશોર અવસ્થાવાળા, સર્વ કળાઓના નિધિ, કામનીઓને કામથી વિહ્વળ કરનાર એવા કામદેવ મથુરાના નાથ—માધવ, શ્રીધર લક્ષ્મીના હૃદયમાં રહેવાવાળા, સદ્ગતિ આપવા-વાળા એવા વિશ્નુ ભગવાન પ્રસન્ન થાઓ ॥ ૯ ॥

श्रीधरः श्रीकरश्चैव श्रीनिवासः सतां गतिः। मुक्तिदो भुक्तिदो विष्णुः भूधरो भूतभावनः ॥१०॥

સંસારના ભોગ અને મુક્તિને આપનાર સંસારના દુઃખ હરવાવાળા, દુષ્ટ દાન-વોનો નાશ કરવાવાળા, શ્રીનરસિંહ, મહાવિષ્નુ કમળાના પતિ અમને સદ્-ગતિ આપો ॥ ૧૦ ॥

**सर्व दुःखहरो विरो दुष्टदानव नाशकःश्रीनृसिंहोमहाविष्णुः श्रीनिवासः सतां गतिः ॥११॥**

નિત્ય સત્ચિત્ આનંદમય પૂર્ણ બ્રહ્મ, સનાતન એટલે સૌથી પહેલા, ક્રોડો સૂર્યોના પ્રકાશવાળા ક્રોડ લીલાઓના કરવાવાળા ॥ ૧૧ ॥

चिदानन्दमयो नित्यः पूर्ण-
ब्रह्म सनातनः । कोटिभानु-
प्रकाशो च कोटिलीलाप्रका-
शवान् ॥ १२ ॥

भक्त प्रियः पद्मनेत्रो भक्तानां-
वांछितप्रदः । हृदि कृष्णो
मुखे कृष्णो नेत्रे कृष्णश्च
कर्णयोः ॥ १३ ॥

---

૧૧ મા શ્લોકની ટીકા ૧૦ માં છે. અને ૧૨ મા શ્લોકની ટીકા ૧૧ માં છે.

ભકતોના પ્યારા, કમળ જેવા નેત્રવાળા ભકતોની ઇચ્છા પૂર્ણ કરવાવાળા હૃદયમાં કૃષ્ણ, મુખમાં કૃષ્ણ, નેત્રમાં કૃષ્ણ, કાનમાં કૃષ્ણ, કૃષ્ણધ્વની અહોનિશ સાંભળી રહું ॥ ૧૩ ॥

भक्तिप्रियश्च श्रीकृष्ण सर्वं कृष्णमयं जगत् । कालं मृत्यं यमं दूतं भूतं प्रेतं च प्रपूयते ॥ १४॥

આખાએ જગતને કૃષ્ણરૂપે દેખું. કાળ, મૃત્યુ, યમ, યમદુત, ભૂત, પ્રેત, જેના નામથી ડરે છે એવા ॥ ૧૪ ॥

ॐ नमो भगवते महाप्रतापाय महाविभूतिपतये वज्रदेह वज्रकाय वज्रतुंड वज्रनख वज्रमुख वज्रबाहु वज्रनेत्र वज्रदंत वज्रकरकमठ भूमात्म-कराय.

મહાપ્રતાપી મહાન વિભુતી વજ્રદેહી, વજ્રનખવાળા, વજ્રમુખવાળા, વજ્રબાહુવાળા, વજ્રસમાન દાંત, વજ્રસમાન પીઠ, કચ્છપરૂપે મેરૂ પર્વતને ધારણ કરવાવાળા.

श्रीमकरपिंगलाक्ष उग्रप्रलय कालाग्नि रौद्रवीर भद्रावतार पूर्णब्रह्म परमात्मने ऋषिमुनिवंद्य शिवास्त्र ब्रह्मास्त्र वैष्णवास्त्र नारायणास्त्र कालशक्ति

# कालदंड कालपाश अघोरास्त्र निवारणाय पाशुपतास्त्र मृडास्त्र सर्वशक्ति परास्त कराय

પ્રલયમાં કાળ અગ્નિનું રૂપ લઇ, ભયંકરમાં ભયંકર થઇને રૌદ્રરૂપ ધારણ કરવાવાળા અને પછી ભદ્ર અવતાર લઈ સૌમ્ય થઇને પૂર્ણ પરબ્રહ્મ, ઋષિ મુનિઓને વંદન કરવા યોગ્ય, શંકરનું ત્રિશૂળ બ્રહ્મદંડ અને કાળશક્તિ કાળદંડ કાળપાસ એટલે યમફાંસી અઘોર શસ્ત્રનું નિવારણ કરવાવાળા.

परविद्या निवारणाय आनिदी-
माय अथर्ववेद ऋग्वेद सामवेद
यजुर्वेद सिद्धकराय निराहा-
राय वायुवेग मनोवेग श्रीबा-
लकृष्ण: प्रतिष्ठानंदकर स्थल-
जलाग्नि गर्भे मतोत्मेदिमेदि

પરવિદ્યા, એટલે મારણ મોહન ઉચ્ચાટનાદિ
ભય દૂર કરવાવાળા, અથર્વવેદ ઋગ્વેદ
સામવેદ યજુર્વેદ સિદ્ધ કરવાવાળા નિરાહાર
વાયુ સમામ વેગવાળા શ્રીબાલકૃષ્ણ
સ્થળમાં જળમાં અગ્નીમાં રક્ષા કરવાવાળા

सर्वशत्रु छेदि छेदि ममवैरिन्
खादयोत्खादयं संजीवन पर्व-
तोच्चात्यचात्य डाकिनी शा-
किनी विध्वंसकराय महाप्र-
तापाय निजलीलाप्रदर्शकाय

સર્વ શત્રુઓનું છેદન કરનાર હે મહાપ્રભુ
મારા શત્રુઓનો નાશ કરી અને મારા
કલ્યાણ અર્થે સંજીવન પર્વત લઇને નિર્ભય
કરનાર સ્થળ-જળ અગ્નિનુ શમન કરનાર
ડાકણી શાકણીનો વિધ્વંસ કરનાર મહા
પ્રતાપી પોતાની લીલાઓનું દર્શન કરાવનાર

निष्कलंककृत् नन्दकुमारब-
टुक ब्रह्मचारी निकुंजस्थ भ-
क्तस्नेहकराय दुष्टजन स्तंभ-
नाय सर्व पापग्रह कुमार्गग्र-
हान् छेदय छेदय भिन्दि
भिन्दि खादय कंटकान् ताडय
ताडय मारय मारय शोषय
शोषय ज्वालय ज्वालय
ભકતોને નિશ્કલંક કરી હે નંદકુમાર
બટુક બ્રહ્મચારી કુંજમાં વિહાર કરવાવાળા

ભક્તોના સ્નેહી હે પ્રભો મારા દુષ્ટ વિરોધી જનોને સ્થંભન એટલે મુઢ બનાવનાર મારા પાપી ગ્રહો અને પાપ કર્મના છેદન કરનાર મારા કંટકરૂપી શત્રુઓને તાડન કરનાર.

संहारय संहारय (देवदत्त) नाशय नाशय अति शोषय शोषय। मम सर्वत्र रक्ष रक्ष महापुरुषाय सर्व दुःख विना-शनाय ग्रहमंडल भूतमंडल

प्रेतमंडल पिशाचमंडल उच्चा
टन उच्चाटनाय.

મારા વેરીઓનો સંહાર કરી મારી સર્વત્ર
રક્ષા કરો. હે મહાપુરૂષ! ગ્રહમંડળ ભુત
મંડળ પ્રેતમંડળ જીવને ત્રાસ દેનાર
પીશાચ મંડળનું ઉચ્ચાટન કરો.

अंतरभवादिकज्वर माहेश्वर-
ज्वर वैष्णज्वर ब्रह्मज्वर विष-
मज्वर शीतज्वर वातज्वर कफ-
ज्वर एकाहिक द्वाहिक त्र्या-

हिक चातुर्थिंत अर्द्धमासिक मासिकषाणमासिक संवत्सरादिकर भ्रमिभ्रमि छेदयछेदय भिंदिभिंदि.

આંતરીક, મહેશ્વર, વૈષ્ણવ, બ્રહ્માદિ વિષમ, ટાઢીયો, વાયુ, કફ, એકાંતરો, બેઆંતરો, તરીયો, ચોથીયો, પાક્ષીક, માસીક, છમાસીક, અને વાર્ષીક તાવ વિગેરેથી મારી રક્ષા કરો.

महाबल पराक्रमाय महाविपत्ति निवारणाय भक्तजन

**कल्पनाकल्प द्रुमाय दुष्टजन मनोरथ स्तंभनाय.**

હે મહાબલી, મહાપરાક્રમી, વિપત્તિનું નિવારણ કરવાવાળા ભક્તજનોની કલ્પના પૂરણ કરવાવાળા કલ્પવૃક્ષ (દેવલોકનાં વૃક્ષ-જે વસ્તુ માગે તે આપવાવાળા) સમાન પ્રભુ, દુષ્ટ શત્રુઓના ખોટા મનોરથને રોકનાર.

**क्लीं कृष्णाय गोविंदाय गोपी-जन वल्लभाय नमः ॥**

હે કૃષ્ણ ગોવિંદ, ગોપીજન વલ્લભ ગોપીયોના પ્રાણ અમે આપને પ્રેમથી નમન કરીએ છીએ.

# पिशाचान् राक्षसान् चैव हृदिरोगाँश्च दारुणान् । भूचरान् खेचरान् सर्वं डाकिनी शाकिनी तथा ॥ १५ ॥

પ્રભુ, આપ, મારા વીરોધી—પીશાચ, રાક્ષસ અને હૃદય રોગ, દારૂણ એવા રાજ રોગ તથા પૃથ્વી ઉપર વીચરવાવાળા—ડાકણી શાકણી ॥ ૧૫ ॥

नाटकं चेटकं चैव छलछिद्रं न दृश्यते । अकाले मरणं तस्य-शोकदोषो न लभ्यते ॥१६॥

તથા નાટક—ચેટક, ખરાબ સ્વપ્નાં વિગેરે ન જોઇ શકાય તેમજ અકાળ મરણ અને શોક ન પ્રાપ્ત થાય તેમ કરો ॥ ૧૬ ॥

सर्व विघ्नक्षयं यान्ति रक्षमे गोपिकाप्रियः । भयंदावाग्नि चौराणां विग्रहे राजसंकटे॥१७॥

મારાં તમામ વિઘ્નોનો નાશ કરો અને દાવાનળ, ચોર આદિ તેમજ યુદ્ધ અને રાજ સંકટના ભયથી હે ગોપીજનોના પ્રિય એવા શ્રીકૃષ્ણ ભગવાન મારૂં રક્ષણ કરો ॥૧૭॥

**व्यालव्याघ्र महाशत्रु वैरिबंधो न लभ्यते । आधिव्याधिहरश्चैव ग्रहपीडा विनाशने॥१८॥**

સર્પ, વાઘ આદિ ભયંકર પ્રાણીઓ તેમજ શત્રુઓ તેમજ ગ્રહપીડા તથા સંસારની વ્યાધીઓનો નાશ કરો ॥૧૮॥

संग्राम जयदस्त स्माद्ध्याये-
देवं सुदर्शनम् । सप्तादश इमे
श्लोका यंत्रमध्ये च लिख्यते।

સંગ્રામમાં તેમજ રાજ દરબારમાં વિજય આપવાવાળા આ સુદર્શન કવચના ૧૭ શ્લોકો ચક્રાકાર યંત્રમાં લખીને પોતાની પાસે રાખવાથી-તમામ પ્રકારના ભયથી મુક્ત થવાય છે.

वैष्णवानां इदं यंत्रं अन्येभ-
श्चनदीयते। वंशवृद्धिर्भवेत्तस्य
श्रोता च फलमाप्नुयात् ॥

વૈશ્ણુવ એટલે વિશ્નુના ભક્તોએ આ યંત્રનો શ્રધ્ધાપૂર્વક, હમેશાં પાઠ કરવાથી વંશની વૃધ્ધી થાય છે તેમજ સાંભળનારને પણ ફળ દેનાર છે.

**सुदर्शन महामंत्रो लभते जय मङ्गलम् ॥ सर्वदु:खहरश्चेदं अंगशूल अक्षशूल उदरशूल गुदशूल कटिशूल कुक्षिशूल.**

જય મંગળ કરવાવાળા આ સુદર્શન કવચનો હમેશાં પાઠ કરવાથી તમામ દુઃખો જેવાં-કે અંગનાં દર્દો, આંખનાં

દર્દો, પેટનાં દર્દો, હરસ, કમરનું દુખ, કાંખ દુઃખવી.

**जानुशूल जंघशूल हस्तशूल पादशूल वायुशूल स्तनशूल सर्व शूलात् निर्मूलय दानवदैत्य कामिनी वेताल ब्रह्मराक्षस.**

સાથળનું દુઃખવું, હાથ દુઃખવા, પગ દુઃખવા, વાયુથી થતાં શુળ છાતીનું શુળ વિગેરે નિર્મૂળ થાય છે દાનવદૈત્ય, કામણ ટુમણ, મંત્ર જંત્ર બ્રહ્મરાક્ષસ.

कालाहल अनन्त वासुकी तक्षक कर्कोटक कालीय स्थल रोग जलरोग नागपाश काल-पाश विषं निर्विषं.

હલાહલ ઝેર તથા અનંત, વાસુકી, તત્ક્ષક, કર્કોટક, કાલીનાગ, એ પાંચે કુળોના નાગનાં ઝેરથી તથા સ્થલરોગ, જલરોગ, નાગપાશ વિગેરેથી રક્ષણ કરનાર.

कृष्ण त्वामहं शरणागतः । वैष्णवार्थं कृतं यत्र श्रीवल्लभ

निरूपितम् ॥ इति श्री वल्ल-
भाचार्यं कृतं सुदर्शन कवचं
सम्पूर्णम् ॥

એવા કૃષ્ણપ્રભુ હું આપને શરણે છઉં
આ સુદર્શન કવચ વૈશ્ણવ જનના હિતને
માટે શ્રી વલ્લભાચાર્યે બનાવેલું છે.

સમાપ્ત.

---

આ સુદર્શન કવચનો જે પાઠ ન કરી શકે તેણે આ ૧૭ શ્લોકનું કવચ લખીને શ્રદ્ધાથી માદળીયામાં નાખી પહેરવાથી તેમનાં સર્વે સંકટો પ્રભુ દુર કરે છે. તેમજ આ કવચનો પાઠ કરી બાળકોને માથે હાથ ફેરવવાથી તેમનાં તમામ જાતનાં કષ્ટો દુર થાય છે.

## ગોપીઓની પ્રાર્થના. (પંચ ભાષી)



ઝંડી હૈ છેડો ઝણુધો બેડો કેડો આય મોહન મસ્તાન,
રોકેં વાટ જમનાંજિ ઘાટ તેં જુલમ કરેં નો કાન હાંગું કીં કરણું;
નાંહે ઉનકે વિચાર પ્રીતમ પ્રાણ આધાર વંદુ પદ ચરણુન.

રોકત કશાલા કસા તું આલા જાઉં હે માલા નંદચા કાન.
ગરિબ જાતી આમી હાય ગૌળ્યાચી હેલ નેંકા મી દાન ઘોર્ગ નંદાચ્યા;
મી જાતીસ બાજાર પ્રીતમ પ્રાણ આધાર વંદુ પદ ચરણુન.

કૃષ્ણજી કારા છેલ છોગારા કરો ન ચારા નેન તાણ્યા,
બસો દૂર ના હસો કૃષ્ણજી કામણગારા ગણ્યા તમને મેં જાણ્યાં;
છો નંદકુમાર પ્રીતમ પ્રાણ આધાર વંદુ પદ ચરણુન.

બંસી બજાવે નયન નચાવે ગાવે સુર સો મધુરી તાન,
કરત શોર ચિત શોર ડાકુ બી બીન ભુલાવે ભાન રાગ કહી રંગ મેં;
ગાવત સુર લલકાર પ્રીતમ પ્રાણ આધાર વંદુ પદ ચરણુન.

મેંઢા આવંદા નાલે ચલંધા દિલ મથુરાં ધી વાસંદા.
કુણી દા વંદા દાણ ગીણુંદા શેંઢા શજણા નંદા;
મોહન ચય દિલદાર પ્રીતમ પ્રાણ આધાર વંદુ પદ ચરણુન.

——— o ———



શ્રી હિન્દ લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ,

૨૯૪ A કાલબાદેવી રોડ મુંબઈ ૨.

પ્રીન્ટરઃ—અમરચંદ લખમીચંદ શેઠ.